પસંદગીને અંગે ઘણું કહી શકાય. એમ તો આ પત્રોમાં જે જે વિષયો ચર્ચ્યા છે તે વિષે પણ ઘણું કહી શકાય, પરંતુ મારે હવે તમારી વિદાય લેવી જોઈએ. આટલા બધા પત્રો પછી પણ કેટલાક પ્રશ્નો તો અનુત્તર જ રહ્યા છે તે હું જાણું છું. લગ્ન અને અર્થરચના, લગ્ન અને પ્રજોત્પત્તિ, લગ્ન અને સંયુક્ત કુટુંબ, લગ્ન અને સંતતિનિયમન વગેરે ઘણા પ્રશ્નો વિષે મેં કંઈ નથી લખ્યું. પણ હું શું કરું ? તો તો મારે ઘણા પત્રો લખવા પડે અને આ ચોપડીનું કદ અમારા પ્રકાશક-મિત્રો ન સાંખે એટલું મોટું થઈ જાય. મારા મનમાં એમ છે કે જો આ પત્રો મારા 'પ્રિય ભાઈ'ને ઉપયોગી નીવડશે છે એમ મને જણાય તો 'લગ્ન-એક સાધના' નામે બીજા પત્રો મારે લખવા અને તેમાં આ પત્રોમાં અધૂરું રહેલું પૂરું કરવાનો યત્ન કરવો.

છેલ્લે, લગ્ને કઈ સિદ્ધિઓ મેળવવી જોઈએ તે ફરીથી તમને યાદ આપી આ પત્રમાળા પૂરી કરું.

"લગ્નને પરિણામે માણસની વાસનાને ધીમે ધીમે શાંતિ મળવી જોઈએ. એના જીવનને પ્રતિદિન જે ઘસારો લાગતો હોય તે ઠીક થઈ રહે તેટલું બળ મળતું રહેવું જોઈએ. સમાજજીવનને અંગે ઊભાં થતાં કર્તવ્યો એ પૂરી રીતે બજાવી શકતો હોવો જોઈએ. બંને આખી સૃષ્ટિ ઉપર પ્રેમ રાખતાં હોવાં છતાં એકબીજામાં ઓતપ્રોત થઈ શકતાં હોવાં જોઈએ. એમનાં જીવનમાં છૂટાછેડાનો પ્રસંગ ઊભો જ ન થવો જોઈએ.

એકના મૃત્યુ પછી બીજાને પાવનકારી સુગંધ અને શાંતિ, સુખ અને કર્તવ્યપરાયણતા આપી શકે એટલી પ્રેમની તીવ્રતા હોવી જોઈએ. એકબીજાની સ્વતંત્રતા ઉપર ઓછામાં ઓછો કાપ પડતો હોવો જોઈએ. સંયુક્ત જીવન છતાં વ્યક્તિવિકાસને પૂરેપૂરો અવકાશ મળતો હોવો જોઈએ. "

卐